જનોની ઘણી જરૂર છે. તે મેમ્બરોના મત લઈ તેમાંથી એક પ્રમુખ નીમવો, જે, મેમ્બરોની સહાયથી જ્ઞાતિજનો માટે ઠરેલ બુદ્ધિથી, દીર્ઘદૃષ્ટિથી, ઉદાર મનથી અને પોતાના અંગત સ્વાર્થવિના, પગ ઉપર કુહાડો મારી જ્ઞાતિસેવાનાં કાર્યો પૂર્ણ ઉત્સાહથી કરે. પ્રમુખ અને મેમ્બરોની ચુંટણી દર ત્રીજે વર્ષે થવી જોઈએ, જેથી તેમની સત્તા સંપૂર્ણ જામે નહિ, અને અયોગ્ય કાર્યો થવા ન પામે.

જો આ કાર્ય જ્ઞાતિજનોનો અભિપ્રાય લઈ થોડાક સુધારાવધારા સાથે કરવામાં આવે તો અવશ્ય જ્ઞાતિનું શારિરીક બંધારણ મજબુત થાય.

જ્ઞાતિબંધારણ મજબુત થયા પછી જ્ઞાતિએ પોતાના મગજરૂપી જ્ઞાતિબાળકોને કેળવવા માટે ધનસંચય કરવો ઘટે છે. જેમાંથી જ્ઞાતિના સર્વ બાળકો ફ્રી, પુસ્તકો લઈને ભણે, જો આ પ્રમાણે વ્યવસ્થા થાય અને જ્ઞાતિજનો વિના સંકોચે ઉંચ, નીચ કે ગરીબ તવંગરનો ભેદ રાખ્યાવિના જ્ઞાતિની મદદ સ્વીકારે તો ખચિત જ્ઞાતિના બાળકો કેળવાય અને જ્ઞાતિ ભવિષ્યમાં સારાં કાર્યો કરવાને સંપુર્ણરીતે લાયક બને, કારણ કે કેળવણીનો પ્રભાવ કંઈક ઓરજ છે.

સુદૃઢ શરીરવાળા તેમજ સુશિક્ષિત જનોને પણ, યુવાની અઘટિત અને અવિચારી કાર્ય કરવા ન પ્રેરે માટે તેમનામાં સારા સંસ્કાર અને સારા આચાર વિચારની ખાસ જરૂર છે. તદનુસાર કેળવાયેલી અને સારા બંધારણવાળી જ્ઞાતિમાં ઉત્તમ પ્રકારના રીતરિવાજો દાખલ કરવા, જેથી ભવિષ્યની પ્રજા કુદરતી રીતેજ સારી નીવડે.

ભવિષ્યની પ્રજાનો મુખ્ય આધાર તેમની માતાના શિક્ષણ ઉપર છે, માટે સ્ત્રીઓને ખાસ સંસ્કારી વિદ્યા, ધાર્મિક શિક્ષણ અને શરીરસુધારણાનાં કાર્ય સોંપવાં જોઈએ, જેને પરિણામે સ્ત્રીઓ કેળવાયેલી, ધાર્મિક વિચારયુક્ત અને શરીરે મજબુત બને.

આધુનિક સમયમાં બાળલગ્ન સ્ત્રીપુરૂષોનાં લોહી ચુસનાર અને તેમને નિર્માલ્ય બનાવનાર છે. માટે જેમ બને તેમ બાળલગ્નને તિલાંજલિ આપવી.

સ્ત્રીપુરૂષનું યુગલ સારૂં અને યોગ્ય હોય તોજ તેમનો ગૃહસંસાર રૂપી રથ પૂર્ણ વેગથી દોડી શકે, માટે કેળવાયલા સ્ત્રીપુરૂષનાં લગ્ન અમુક વર્ષેજ કરવાં જોઈએ, અને તે બંને વચ્ચે ઓછામાં ઓછું પાંચ વર્ષનું અંતર હોવુંજ જોઈએ; જેથી પુરૂષનું પણ બ્રહ્મચર્ય ને તેજ જળવાય. આ પ્રમાણે કરવાથી કજોડાં, અને બાળલગ્ન એકાએક અદૃશ્ય થશે; તેમજ વૃદ્ધલગ્નનું તો નામનિશાન પણ રહેશે નહિ. બાળલગ્ન અને કજોડાં જ્ઞાતિમાંથી દૂર થયાં કે વિધવાઓની સંખ્યા ઘટશે, અને જ્ઞાતિમાં અનીતિ કે દુરાચાર દૂર થતાં ધર્મ માર્ગમાં વિધવાઓ વિચરશે, અને જ્ઞાતિ પવિત્ર બનશે.

જ્ઞાતિમાં કન્યાની અછત ઘણીજ છે, તેથી જ્ઞાતિમાં કન્યાવિક્રય, સાટાં તેખડાં, પરજ્ઞાતિની કન્યાઓ વગેરે દૃષ્ટિગોચર થાય છે. તે ટાળવા માટે જ્ઞાતિના સર્વ જનોએ સંપસંપી સર્વને સમાન ગણી, સઘળાનું શ્રેય થાય તેવા માર્ગ ગ્રહણ કરવા જોઇએ. સગાઈ કરવામાં સૌથી પ્રથમ વિદ્વતા, સ્વભાવ, ધંધો રોજગાર, લક્ષ્મી, અને અંતે કુળ જોવાં, જેથી જ્ઞાતિમાં વિદ્યાને પૂર્ણ ઉત્તેજન મળે, તથા વ્યાપારીની સંખ્યા વિશાળ બને અને જ્ઞાતિ ઉન્નતિનાશિખરે પહોંચે.

જ્ઞાતિમાં સીમંત વખતે બજારમાં રથ ફેરવવામાં આવે છે, તથા જ્ઞાતિમાં મરણ પાછળ દિવસોના દિવસ, મહિનાના મહિના તથા વર્ષો સુધી રડવા કુટવાનો જે ચાલ છે, તેનો જડમૂળમાંથી નાશ કરવાની જરૂર છે; પરંતુ આ સર્વ સ્ત્રીવિષયક વિષયો હોવાને લીધે તેમની સહાય વગર ચાલે તેમ નથી. જો તેમની સહાય મેળવવાની આપણે ઇચ્છા રાખતા હોઇએ તો તેમને કેળવ્યા વગર તે મળી શકવી મુશ્કેલ છે. માટે સ્ત્રી કેળવણીની જ્ઞાતિમાં અતિ આવશ્યકતા છે. જો તેઓ કેળવાશે તોજ જ્ઞાતિમાંથી દુષ્ટ રૂઢિઓ આપોઆપ અદૃષ્ય પામશે.

સમયને અનુસરીને હાલમાં પરદેશ ગમન કરવાની ખાસ આવશ્યકતા છે. પરંતુ તેમાં કેટલાક બન્ધુઓ ધાર્મિક બાધ દેખાડે છે; માટે ધર્મને સમય પ્રમાણે માન આપીને તેમાં કેટલોક સુધારો કરી પરદેશ પ્રયાણની છુટ કરવી વધુ શ્રેયસ્કર છે.

જ્ઞાતિની ગરીબાઈ દૂર કરવા માટે વ્યાપાર ઉદ્યોગની ખીલવણી કરવી આવશ્યક છે; કારણ કે વ્યાપારે વસન્તિ લક્ષ્મી. આપણે વણિક છીએ, અને વ્યાપાર કરવો તેજ આપણું કર્ત્તવ્ય છે. માટે જ્ઞાતિમાં વ્યાપારની વૃદ્ધિ કરવા માટે અનેક ઉપાયો યોજવા ઉચિત છે. વિશેષમાં જ્ઞાતિની વાડી સુધારવાની પણ હાલ ખાસ અગત્ય છે.

આ સિવાય જ્ઞાતિના શુભચિંતકોએ અને સભાના મેમ્બરોએ જ્ઞાતિમાંથી દુષ્ટ રૂઢિઓ કાઢી નાખી સારા આચાર વિચાર દાખલ કરવા બનતો પ્રયાસ કરવો, જેથી જ્ઞાતિ આદર્શરૂપ બની શુદ્ધ નાગરની વંશજ છે એમ સ્પષ્ટ સિદ્ધ થાય.

જ્ઞાતિજનોએ કુસંપ, ઝેર, ઈર્ષ્યા અને દ્વેષ તજી દઇને એકબીજા પ્રત્યે બંધુત્વ ભાવથી વર્તી પરસ્પર દુશ્મનાવટ ન રાખતાં પ્રેમભાવથી જ્ઞાતિનું શુભ અને કલ્યાણ કરવા સ્વાર્થનો ભોગ આપી તૈયાર થવું એ તેમની મુખ્ય ફરજ છે.

અંતમાં જ્ઞાતિના કાર્યની ગતિનું ભાન નિરંતર થાય તે માટે જ્ઞાતિમિત્ર કે ગમે તે બીજા નામનું માસિક, અમુક મંડળ તરફથી નીકળે તો તે બહુ ઇચ્છવા યોગ્ય છે. કારણ કે તેથી જ્ઞાતિ વારંવાર નિદ્રામાંથી જાગે, બીજાને જગાડે, અને આ ભારતવર્ષમાં અમદાવાદની દશાનાગર જ્ઞાતિ એક આદર્શરૂપ બની સર્વ સ્થળે પંકાય અને પુંજાય.

# શ્રી દશાનાગર હિતવર્ધક સભા.

આપણી જ્ઞાતિમાં હાલમાં કોઇ પણ પ્રકારની જાગૃતિ જોવામાં આવતી હોય તો તે જ્ઞાતિની બે મુખ્ય સંસ્થાઓનેજ આભારી છે. અત્રેની **શ્રી દશાનાગર હિતવર્ધક સભા** તેમજ તેને અંગે ચાલતું **શ્રી દશાનાગર વણિક વિદ્યોત્તેજક મંડળ** હાલ જે કાર્ય કરી રહ્યાં છે તે નિઃસંશય સ્તુતિપાત્ર છે.

ઉપરોક્ત સભા પ્રથમ ૧૮૮૩ ના જાન્યુઆરીની પહેલી તારીખે સ્થાપન કરવામાં આવી હતી; પરંતુ તેમાંના કેટલાક આગેવાન ગૃહસ્થોનું મૃત્યુ થવાથી તે સભાનું કાર્ય બંધ પડયું હતું. ત્યારબાદ સભાની પુનઃ સ્થાપના તા. ૧૩ ડીસેમ્બર ૧૮૯૧ ના રોજ થઇ હતી. કેટલાંક વર્ષ કામ ચાલ્યા બાદ આગેવાન કાર્યવાહકોના પરગામ રહેવાથી અને કેટલાકના મૃત્યુ થવાથી "યુવાન માણસોના તેરમાનો ત્રાસદાયક રિવાજ" બંધ પડાવી તે બંધ પડી હતી. વળી પાછી જ્ઞાતિમાં કેટલાક યુવકોના ઉત્સાહથી અને કેળવણીનો પ્રચાર વધવાથી સંવત ૧૯૫૮ ના ચૈત્ર સુદ ૧૪ ના ઇષ્ટદેવના ઉત્સવના શુભ દિવસે તે ફરીથી ઉભી થઇ અને જ્ઞાતિમાં પ્રચલિત "રડવા કુટવાના ચાલનું જોર નરમ પાડવાનો અને સુખડીના અર્ધરાત્રી પછીના ભોજનનો રિવાજ બંધ પાડવા પ્રયત્ન કર્યો. તેમજ બાળકોની કેળવણીની વૃદ્ધિ થાય તેવા માર્ગ ગ્રહણ કર્યા. પરંતુ નાણાંની અગવડતાને લીધે અને આગેવાનોના ધંધાર્થે પરદેશ જવાથી તેનું કાર્ય લાંબો વખત સંતોષકારક ચાલ્યું નહિ. ત્યારપછી ઇ. સ. ૧૯૧૩ ના જાન્યુઆરીની તા. ૧૯ મીના દિવસે તેનો પુનરોદ્ધાર કરવામાં આવ્યો તે દરમીયાન શેઠ કુલચંદ મોતીલાલ સ્મારક ટ્રસ્ટ ફંડના રૂ. ૧૦૦૧) સોંપવામાં આવ્યા હતા, જેની આવકમાંથી દર વર્ષે બાળકોને ઇનામ વહેંચાતાં હતાં.

ઇ. સ. ૧૯૧૩ ના અરસામાં રા. નાનાલાલ કાળીદાસ દલાલે કેળવણીના પ્રોત્સાહનાર્થે એક સંગીન મદદ સભાને આપવા ઇચ્છા જણાવ્યાથી, આ સભાનું કામ સતેજ કરી ચલાવવા તેના કેટલાક વ્યવસ્થાપકોમાં ઉત્સાહ સ્ફુર્યો, અને સભાનું નવેસરથી બંધારણ બાંધી તેને સારા પાયા ઉપર મૂકવા માટે એક મેળાવડો કરવામાં આવ્યો, અને માંડવીની પોળમાં પડી પોળ સામેનું મકાન ભાડે લઇ તેમાં વ્યવસ્થાપકોનો નવો સ્ટાફ ચુંટી કાઢી પ્રથમના નિયમોમાં સુધારો વધારો કરી લાયબ્રેરીના પુસ્તકોનું નવું લીસ્ટ કરી, સભાની પહેલાંની મીલકત ટ્રસ્ટ ફંડ સહિત લગભગ દોઢ હજારની જાહેર કરીને સભાનું કામ શરૂ કર્યું તેમાં રા. નાનાલાલ તરફથી રૂ. ૧૫૦૦) ની મદદ ઉદાર દીલે ઉમેરવામાં આવી, તેના વ્યાજમાંથી જ્ઞાતિના વિદ્યાર્થીઓને અભ્યાસમાં સહાય આપવામાં આવે છે. થોડા સમય પછી રા. નાનાલાલે તે રકમ રૂ. ૨૦૦૦)ની

કરી આપી છે. આ પ્રમાણે સભાનું કામ સંગીન પાયાપર મૂકાયું. પૂર્વના બંધારણને અનુસરીને સભાના નીચેના મૂળ હેતુઓ કાયમ રાખવામાં આવ્યા.

૧. કેળવણીને ઉત્તેજન આપવું.
૨. ભ્રાતૃભાવની વૃદ્ધિ કરવી.
૩. જ્ઞાતિહિત વધારવું,
૪. જ્ઞાતિની પડતી થવાનાં કારણો દૂર કરવા પ્રયત્ન કરવો.
૫. જ્ઞાતિમાંથી હાનિકારક રિવાજો દૂર કરવા પ્રયાસ કરવો.

આ પાંચ હેતુઓમાંથી ફક્ત પ્રથમ હેતુ તરફ આ સભાએ સર્વાંશે લક્ષ આપ્યું છે, અને આપે છે; કારણ કે કેળવણીના પ્રચારથીજ અન્ય હેતુઓ સાધ્ય છે એમ તે માને છે.

ઈ. સ. ૧૯૧૩ માં રા. રા. સ્વ. શેઠ ચીમનલાલ માણેકલાલ મુનશાએ ઉદાર મનથી પ્રતિવર્ષે રૂ. ૧૦૦ ઈનામનો મેળાવડો પોતાની તરફથી કરવા માટે સભાને આપવા જાહેર કર્યું હતું. વળી આ અરસામાં પીપલ્સ બેન્ક તૂટવાથી સભાના રૂપિઆ તેમાં ઘલાયા. આમ થવાથી રા. ઝવેરી પુરૂષોત્તમદાસે ઉદારચિત્તે તે બેંકનો નિકાલ થાય તે દરમ્યાન આ આવક પાંચ વર્ષ સુધી આપવા કહ્યું હતું, ત્યારબાદ ૧૯૧૮ ની સાલમાં સભાનું કાર્ય એકદમ ઝડપથી આગળ વધ્યું. સભાના શુભ કાર્યોથી આકર્ષાઈ રા. માણેકલાલ મુળચંદદાસે પોતાના સદ્ગત બંધુ રા. જમનાદાસ મુળચંદદાસના સ્મરણાર્થે આ સભાને એક મકાન અર્પણ કર્યું. તેનાથી ઉત્તેજીત થઈ સભાના વ્યવસ્થાપકોએ લાયબ્રેરીને સારા પાયા ઉપર મુકવા એક ઘણું સારૂં ફંડ ઉભું કર્યું. પીપલ્સ બેન્કમાં ગયેલી રકમ પણ પુરી પાછી આવી ગઈ છે. વળી રા. ઝવેરી પુરૂષોત્તમદાસ તરફથી પ્રથમ અપાતી, રૂ. ૧૦૦) ની વાર્ષિક રકમમાં વધારો થઈ રૂ. ૨૫૦) જેટલી વાર્ષિક રકમ અપાય છે, તેમજ રા. માણેકલાલ આશારામ મુનશા તરફથી રૂ. ૧૦૦) દરવર્ષે ઇનામ માટે મળતા હતા તે સદ્ગત ચીમનલાલ મુનશાના અવસાન પછી પણ કાયમ મળે જશે એમ તેમણે કહ્યું છે. વળી તા. ૨—૨—૧૯ ના રોજ રા. મુળચંદદાસ હરગોવનદાસ તરફથી રૂ. ૨૦૦૦) સભાને આપવામાં આવ્યા છે. આ પ્રમાણે જ્ઞાતિના સદ્ભાગ્યે સભારૂપી સૂર્ય પૂર્ણ તેજથી પ્રકાશે છે, અને તેમાં ધીમે ધીમે વધુ પ્રકાશ પુરાતો જાય છે. વળી મોહનલાલ અમૃતલાલ મહેતાએ તેમના પિતાના સ્મરણાર્થે રૂ. ૧૦૦૦), સ્વ. રામદાસ હીરાચંદની ધર્મપત્ની બાઇ ડાહીએ રૂ. ૫૦૦) અને ડાહ્યાભાઈ ત્રીભોવનદાસે રૂ. ૪૦૦) અનુક્રમે સભામાં આપ્યા છે.

દિનપ્રતિદિન સભાનો પાયો મજબુત થાય છે. છેલ્લાં સાત વર્ષોની કારકીર્દીના ટુંક અહેવાલ ઉપરથી જણાય છે કે સભાએ કેળવણીના ઉદ્દેશને પ્રાધાન્ય આપી તે માટે ખાસ પ્રયાસ કરેલા છે. અને વખતો વખત તેમાં ઉદાર દાનેશ્વરી ગૃહસ્થો તરફથી સારી મદદો અપાય છે. તો આથી પણ જો સારૂં કાર્ય બજાવાય તો સભાને તેના ઉદ્દેશો પાર પાડવામાં ભોગવવી પડતી નાણાંની તંગી કદી પડેજ નહિ. સભા તરફ સર્વ કોઇની લાગણી વધતી જ જાય એવો પ્રયાસ તે કરી રહી છે.

ગયા વર્ષથી સભાના મેમ્બરોએ જ્ઞાતિમાં કોઈ પણ માણસને ત્યાં લગ્ન પ્રસંગ હોય ત્યારે વરવધૂને આશીર્વાદ આપવા જવાનો સ્તુત્ય ઠરાવ કર્યો છે.

---

# શ્રી દશાનાગર વણિક વિદ્યોત્તેજક મંડળના કાર્યની સમાલોચના.

---

**મંડળની ઉત્પત્તિ.** આધુનિક સમયની ઉન્નતિકારક હીલચાલો કરી, અવનત દશાને પ્રાપ્ત થએલી આપણી જ્ઞાતિના ઉદ્ધાર અર્થે, જ્ઞાતિજનોનું ઐક્ય સાધી તેની ઉન્નતિ કરવી, એવા આશયથી જ્ઞાતિના દશ બાર વિદ્યાર્થીઓના ઉત્કટ ઉત્સાહથી અને તેમની સંપૂર્ણ મદદથી સંવત ૧૯૭૧ ના કાર્તિક સુદ ૧ ને દિવસે **શ્રી દશાનાગર વણિક વિદ્યાર્થી* મંડળની** સ્થાપના કરવામાં આવી હતી.

**મંડળના હેતુઓ.** ૧. જ્ઞાતિમાં સંપ વધારવો. ૨. ભ્રાતૃભાવનો પ્રચાર કરવો. ૩. જ્ઞાતિમાં વિદ્યા વૃદ્ધિ કરવી. ૪. જ્ઞાતિના બાળકોમાં વકતૃત્વ શક્તિ ખીલવવી. ૫. હાનિકારક રિવાજો દૂર કરવા પ્રયત્ન કરવો.

**સભાસદો.** આ મંડળમાં ગમે તે ગામના દશાનાગર વણિકને દાખલ કરવામાં આવે છે, મેમ્બરશીપની ફી દર છ મહિને ચાર આના રાખવામાં આવી છે.

---

* આ મંડળનું નામ ઇ. સ. ૧૯૨૦ થી **શ્રી દશાનાગર વણિક વિદ્યોત્તેજક** મંડળ રાખવામાં આવ્યું છે.

મેમ્બર થનારને ક્રિકેટ, સ્પોર્ટસ, ભાષણો તથા માસિક અને પુસ્તકો વાંચવાનો લાભ મળી શકે છે.

**સભાસદોની સંખ્યા.** સાધારણ રીતે દર વર્ષે મેમ્બરોની સંખ્યા વીસથી ત્રીસ સુધીની હોય છે. કેટલીક વખત ત્રીસથી પણ વિશેષ મેમ્બરો હોય છે.

**લાયબ્રેરીનો ઉપયોગ.** આનંદની વાત છે કે લાયબ્રેરીનાં પુસ્તકોનો ઉપયોગ જ્ઞાતિજનો કરતાં વિદ્યાર્થીઓ વધુ પ્રમાણમાં કરે છે. ઇ. સ. ૧૯૧૩ ની સાલમાં ૩૧ વિદ્યાર્થીઓએ ૨૦૩ પુસ્તકો વાંચ્યાં હતાં, અને તેજ પ્રમાણે દરવર્ષે વિદ્યાર્થીઓજ તેનો વધુ ઉપયોગ કરે છે.

## ઇ. સ. ૧૯૧૩ ના વર્ષનો જાણવાયોગ્ય હેવાલ.

**ભાષણો:**—વિદ્યાર્થીઓએ દર અઠવાડીએ મીટીંગો મેળવી જુદાજુદા વિષયો ઉપર ૨૫ ભાષણો આપ્યાં હતાં, અને તેમને સારી રીતે બોલનાર બનાવવા તરફ ખાસ લક્ષ રાખી મોટી સભા તરફથી ઇનામો આપવાની ગોઠવણ કરી હતી. તે વર્ષમાં રમવા માટે રા. સદ્ગત શેઠ ચીમનલાલ માણેકલાલ મુનશા તરફથી ક્રિકેટનો સામાન આપવામાં આવ્યો હતો.

**મેળાવડા:**—રા. સદ્ગત મુનશાના ફંડની રકમમાંથી ઇનામ આપવાનો મેળાવડો મર્હુમ ચુનીલાલ હરિવલ્લવદાસ વકીલની હવેલીમાં મેડા ઉપર મર્હુમ સરદાર સર ચીનુભાઇ બેરોનેટના પ્રમુખપદ નીચે ધામધુમથી ઉજવ્યો હતો. આ સમયે વિદ્યાર્થીઓએ સારા પાર્ટસ ભજવી સભાના મન રંજન કર્યાં હતાં. વળી મર્હુમ શેઠ ભોગીલાલ ચકુભાઇ સાકેરણવાળાએ વિદ્યાર્થીઓને સારા પાર્ટસ ભજવવા બદલ બક્ષીસો આપી હતી.

**મંડળના મેમ્બરો પૈકી ઉંચી પરીક્ષામાં પાસ થનારનાં નામ:—**
મેટ્રીક, રમણલાલ છોટાલાલ મહેતા.

## ઇ. સ. ૧૯૧૪ ના વર્ષનો જાણવાયોગ્ય હેવાલ.

**ભાષણો:**—વિદ્યાર્થીઓએ દર અઠવાડીએ જુદાજુદા વિષયો ઉપર ભાષણો આપવાનો ક્રમ રાખ્યો હતો, અને અંગ્રેજી તથા ગુજરાતીમાં વારાફરતી સારા વિષયો ઉપર ચર્ચા થતી હતી.

**મેળાવડા:**—મંડળ તરફથી આ અરસામાં સોશ્યલ ગેધરીંગનો સમારંભ કરવામાં આવ્યો હતો. તેમાં વિદ્યાર્થીઓએ ઉત્સાહપૂર્વક સારા સારા પાઠો ભજવી પ્રેક્ષકોનાં મન રંજન કર્યાં હતાં.

પરીક્ષાઓ પસાર:—બીવીઅસ, રમણલાલ છોટાલાલ મહેતા.
મેટ્રીક, ભગુભાઇ જીવણલાલ ગાંધી.
,, સાંકળચંદ અમૃતલાલ કોન્ટ્રાકટર.
,, ચીમનલાલ હરીલાલ શાહ.
,, ચીમનલાલ કાળીદાસ શાહ.
,, છબીલદાસ નારણદાસ જરમરવાલા.

આમ જુદીજુદી પરીક્ષાઓમાં પાસ થઇ, જ્ઞાતિની કેળવણી આગળ વધવાના શુભ ચિન્હો દૃષ્ટિગોચર થતાં હતાં.

## ઈ. સ. ૧૯૧૫ ના વર્ષનો જાણવાયોગ્ય હેવાલ.

**ભાષણો:**—નો ક્રમ આ વર્ષે ગયા વર્ષ માફક ચાલુ રહ્યો હતો ને નિયમિત રીતે દર અઠવાડીએ પૂર્ણ ઉત્સાહથી ભાષણો અપાતાં હતાં ને વિદ્યાર્થીઓ સારા વક્તા થશે એમ આશા રખાતી હતી. આ બાબતમાં સભાના સેક્રેટરી મી. ગોકળદાસ અચરતલાલ શાહ, તથા સભાના પિતા રા. જીવણલાલ મહાસુખરામ બહુ શ્રમ લઇ બાળકોમાં ઉત્સાહ પ્રેરતા હતા.

**મેળાવડા:**—(૧) રા. મુનશાના ફંડમાંથી ઇનામ આપવાનો મેળાવડો શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીના પ્રમુખપદ નીચે કરવામાં આવ્યો હતો. તેની સાથે વિદ્યાર્થીઓએ સોશ્યલગેધરીંગ પણ ઉજવી હતી, તે પ્રસંગે સારા પાઠ ભજવી બતાવવા બદલ વિદ્યાર્થીઓને રૂ. ૧૪ ઉત્તેજન દાખલ મળ્યા હતા. (૨) મંડળનો વાર્ષિક મેળાવડો—સ્વ. રા. મુનશા આરંભમાં ન આવી શકવાથી સદ્ગત રા. ચુનીલાલ હરિવલ્લભદાસ વકીલને પ્રમુખસ્થાન આપી ઉજવ્યો હતો. તે પ્રસંગે વિદ્યાર્થીઓએ પોતાને માટે લાયબ્રેરી ફંડ તથા કસરત ફંડ ઉભાં કરી આપવા વિનંતી કરવાથી બંને ફંડોમાં સારી રકમો ભરાઇ હતી. લાયબ્રેરી ફંડમાં રૂ. ૪૦૦) તથા કસરત ફંડમાં રૂ. ૨૮) આવ્યા હતા. આપણી જ્ઞાતિમાંથી એકે સપાટે રૂ. ૪૦૦) સભામાંથી ઉઘરાવવા એ એક જ્ઞાતિના ઈતિહાસમાં અપૂર્વ બાબત છે. વિદ્યાર્થીમંડળ તેને માટે ઘણું ગૌરવ ધરાવે છે.

## ઈ. સ. ૧૯૧૬ ની સાલનો જાણવાયોગ્ય હેવાલ.

**ભાષણો:**—વિદ્યાર્થી વર્ગે નિયમિત સાપ્તાહિક મીટીંગોમાં ભાષણો આપ્યાં હતાં.

**મેળાવડાઃ**—ગયા વર્ષની સોશ્યલ ગેધરીંગમાં, ફંડ મળવાથી વિદ્યાર્થીઓએ આ વર્ષે ઘણી ભવ્ય રીતે પડદા તથા સીન્સ સાથે સદ્‌ગત શેઠ ભોગીલાલ ચકુલાલ સાહેકરણવાળાના પ્રમુખપદ નીચે અંગ્રેજી ગુજરાતી તથા સંસ્કૃત ઉત્તમ પાર્ટસ પસંદ કરી આબેહુબ ભજવી બતાવ્યા હતા, તેમાં તે શેઠ તરફથી રૂ. ૧૦) મદદ મળી હતી. અને એક સદ્‌ગૃહસ્થે વિદ્યાર્થીઓને દૂધ પાયું હતું. તથા બીજા ગૃહસ્થે નાકટના પડદાનું રૂ. ૩૦) નું ખર્ચ જોડી વાળ્યું હતું. (૨) ધ્વજાપતાકા સહિત ઘણી ધામધુમથી જ્ઞાતિની વાડીના ચોગાનમાં પ્રોગ્રામ મુજબ વિદ્યાર્થીઓએ મંડળ તરફથી રમતો રમી બતાવી હતી. રા. શંકરપ્રસાદ પંડિતને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. આ પ્રસંગે જીતનાર વિદ્યાર્થીઓને ઇનામો વહેંચવામાં આવ્યા હતા. તેનું ખર્ચ રા. નાનાલાલ કાળીદાસે જોડી વાળ્યું હતું. તેમજ તેમાં રૂ. ૬૦ સુધીનું આવા મેળાવડા માટેનું એક ચાલુ ફંડ ઉભુ થયું હતું.

## ઇ. સ. ૧૯૧૭ ની સાલનો જાણવાયોગ્ય હેવાલ.

આ વર્ષનું કાર્ય અનેક વિઘ્નોને લીધે શિથિલ પડયું હતું. મંડળના માણસો જે મોટી સભાના લવાજમો વગેરે ઉઘરાવવાનું અને સ્વયંસેવક તરીકેનું બીજું કાર્ય કરતા હતા તેમાંના ઘણાખરાને પરગામ જવું પડયું. ઘણાખરા ઉત્સાહી આગેવાનો ધંધે વળગવાથી તથા વિદ્યા સંપાદનાર્થે પરગામ જવાથી મંડળમાં જોઇએ તેવો ઉત્સાહ રહ્યો નહિં. વળી દુર્ભાગ્યે શહેરમાં પ્લેગ ચાલ્યો અને તેમા આપણી જ્ઞાતિના ઘણાખરા કુટુંબો પાયમાલ થઇ ગયાં. જ્ઞાતિમાંથી લગભગ પોણુંસો માણસો તેનો ભક્ષ થઇ પડયા, તેમાં મંડળના પણ બે ઉત્સાહી યુવકો અને બીજા તેના તરફ સહાનુભૂતિ ધરાવનારા ભાઇઓ હતાઃ જેઓની અત્રે નોંધ લઇ તેમના અમર આત્માને શાન્તિ ઇચ્છીએ છીએ.

ભોગીલાલ મૂળચંદ શાહ, મંડળના એક ઉત્સાહી મેમ્બર અને સ્વયંસેવક.
ચંદુલાલ ચુનીલાલ શાહ, મંડળના અગ્રગણ્ય મેમ્બર અને ઉત્સાહી સ્વયંસેવક.
ચુનીલાલ અંબાલાલ દેસાઈ, મંડળ તરફ સહાનુભૂતિ ધરાવનાર યુવક.
નંદલાલ જીવણલાલ ગાંધી, ,,
મંગળદાસ ડાહ્યાભાઇ શાહ, ,,

શેઠ ચીમનલાલ માણેકલાલ મુનશા, જ્ઞાતિની મોટી સભાના પેટ્રન અને શુભેચ્છક તથા વિદ્યાર્થીઓના આશ્રયદાતા અને તેમને દરેક બાબતમાં સહાય કરી ઉત્સાહ પ્રેરનાર પુણ્યાત્મા ક્ષયની બિમારીથી દેવલોક પામ્યા છે.

આ ઉપરાંત અન્ય ગૃહસ્થો જેમના બધાનાં નામ અત્રે લઇ શકાયાં નથી તેમના આત્માને પણ આ મંડળ શાન્તિ ઇચ્છે છે.

**મેળાવડાઃ**—વિદ્યાર્થી મંડળ તરફથી રમત ગમતનો મેળાવડો જ્ઞાતિની વાડીમાં ઘણા મોટા સમારંભ સાથે ઉજવવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન રા. ભોગીલાલ હરિકિશનદાસે સ્વીકાર્યું હતું. તેમણે અને બીજા ગૃહસ્થોએ મળીને મેળાવડાનું ખર્ચ જોડી વાળ્યું હતું.

**સ્કૉલરશીપઃ**—રા. ચંદુલાલ અમૃતલાલ મહેતા રંગુનથી અત્રે પધાર્યા ત્યારે તેમણે મંળડના વિદ્યાર્થીઓનો અદ્વિતીય ઉત્સાહ જોઇને કોલેજમાં સૌથી આગળ અભ્યાસ કરનારને રૂ. ૬૦) ની રકમ બાર માસ સુધી દર માસે રૂ. ૫) પ્રમાણે સ્કૉલરશીપ આપી હતી, જે ઘણા આભારસહ સ્વીકારાઈ હતી. આ સ્કૉલરશીપ બી. એ. કલાસમાં અભ્યાસ કરનાર રા. રમણલાલ છોટાલાલને મળી હતી.

**પરીક્ષાનાં પરીણામોઃ**—જુનીયર બી. એ., રમણલાલ છોટાલાલ.
પ્રીવીઅસ, ભગુભાઇ જીવણલાલ.
,, ચીમનલાલ હરીલાલ.
મેટ્રીક, બળવંતરાય ચુનીલાલ.

## ઇ. સ. ૧૯૧૮ ની સાલનો જાણવાયોગ્ય હેવાલ.

**ભાષણોઃ**—મંડળના મેમ્બરોએ દર અઠવાડીએ સભા મેળવી જુદીજુદી બાબતો ઉપર ભાષણો આપ્યાં હતાં, અને ક્રિકેટ વગેરેની ગોઠવણ કરવામાં આવી હતી.

**મેળાવડાઃ**—(૧) મંડળ તરફથી સોશ્યલ ગેધરીંગનો મેળાવડો કરવામાં આવ્યો હતો. તેમાં વિદ્યાર્થીઓએ સાધારણ રીતે સારા પાર્ટસ ભજવી બતાવ્યા હતા. આ ગેધરીંગનું ખર્ચ લગભગ રૂ. ૧૪ સુધીનું થએલું તે મેસર્સ સી. જીવણલાલની કુંપનીએ આપ્યું હતું, તથા રા. પુરૂષોત્તમદાસ ગોરધનદાસે રૂ. ૫) રીફ્રેશમેન્ટ માટે આપ્યા હતા, તેને માટે એ બંને ગૃહસ્થોનો ઉપકાર માનવામાં આવે છે.

(૨) મંડળનો વાર્ષિક મેળાવડો જ્ઞાતિની વાડીમાં કરવામાં આવ્યો હતો, તેમાં રા. ગોકળદાસ અચરતલાલ શાહ બી. એ. ને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. તે પ્રસંગે ભાઈ હીરાલાલ અંબાલાલ તથા ઇશ્વરલાલ મણીલાલે અનુક્રમે ગત બે વર્ષનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો. વળી તેજ સમયનો લાભ લઇને જ્ઞાતિમાં રા. ઇશ્વરલાલ ચુનીલાલને બી. એ. એલ. એલ. બી. ની તથા રણછોડલાલ અમૃતલાલને બી. એસ. સી. ની ડીગ્રીઓ મેળવવા માટે અભિનંદન આપ્યું હતું. અને તેમને હારતોરા પહેરાવ્યા હતા. આ મેળાવડાનું ખર્ચ રા. મણીલાલ ચુનીલાલે જોડી વાળ્યું હતું.

(૩) તા. ૨૨—૧૨—૧૯૧૮ ના રોજ મંડળ તરફથી રમતગમતનો મેળાવડો ન્યાતની વાડીમાં કરવામાં આવ્યો હતો તેમાં આશરે વીસ જાતની જુદી જુદી રમતો રાખવામાં આવી હતી. હરીફાઈમાં જીતનારને રા. મણીલાલ બુલાખીદાસના પ્રમુખપદ નીચે ઇનામો આપવામાં આવ્યા હતા. તેનું ખર્ચ રૂ. ૨૬—૮—૦ થયું હતું, તે બધું પ્રમુખ મહાશયે જોડી વાળ્યું હતું. તેમજ રૂ. ૩) રા. મણીલાલ લલ્લુભાઈ તરફથી સ્પોર્ટસમાં ભાગ લેનારાઓને રીફ્રેશમેન્ટ માટે આપ્યા હતા. આ બંને ગૃહસ્થોનો મંડળ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

**આર્થિક કોન્ફરન્સઃ**—શ્રી સમસ્ત દશાનાગર વણિકોની કોન્ફરન્સ મેળવવા માટે તા. ૨૦—૪—૧૮ ના રોજ આણંદ મુકામે જે શરૂઆતનું બંધારણ બાંધવા દરેક ગામના પ્રતિનીધી ગૃહસ્થોની એક પ્રીલીમીનરી કોન્ફરન્સ મળી હતી, તેમાં આ મંડળ તરફથી પાંચ વોલેંટીયરોને મોકલ્યા હતા; જેમને સારૂ કામ બજાવવાથી તે કોન્ફરન્સે સાબાશી આપી હતી.

**પરીક્ષાઓ પસારઃ**—મેટ્રીક, હીરાલાલ અંબાલાલ દેસાઈ.
સ્કુલફાઇનલ, હીરાલાલ પુરૂષોત્તમદાસ ગાંધી.

## ઈ. સ. ૧૯૧૯ ની સાલનો જાણવાયોગ્ય હેવાલ.

**ભાષણોઃ**—આ સાલમાં ભાષણોની સંખ્યા એકદમ ઓછી હોઈ મંડળના મેમ્બરોમાં ઉત્સાહ કમી જણાતો હતો.

**સ્કૉલરશીપ અને મદદઃ**—સ્વ. અમૃતલાલ દામોદરદાસના સ્મરણાર્થે તેમના પુત્રોએ એક સ્કૉલરશીપ વાર્ષિક રૂ. ૬૦) ની માસિક રૂ. ૫) પ્રમાણે જાહેર કરી છે. તે ઉપર મેટ્રીકમાં પાસ થનાર વિદ્યાર્થીનો પ્રથમ હક છે, તે મુજબ આ વર્ષે તે સ્કૉલરશીપ ઇશ્વરલાલ મણીલાલ મહેતાને મળી હતી. રા. ઝવેરી તરફથી રૂ. ૧૦૦) કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પ્રતિ વર્ષે મદદ અર્થે આપવા કહેલા, તે નીચે જણાવેલા ગૃહસ્થોને મળ્યા છે.

| | |
|---|---|
| અમૃતલાલ કશનલાલ ગાંધી, | અમદાવાદ. |
| બળવંતરાય ચુનીલાલ શાહ, | ,, |
| ભગવાનલાલ જીવણલાલ ગાંધી, | ,, |
| ઇશ્વરલાલ મણીલાલ મહેતા, | ,, |
| નટવરલાલ જાદવરાય કોઠારી, | ડાસરા. |
| શાન્તિલાલ મણીલાલ ગાંધી, | ,, |
| ગોપાળદાસ જીવણલાલ, | મહેમદાવાદ. |

**મેળાવડાઃ**—(૧) જ્ઞાતિમાંથી આ વર્ષે એક સદ્‌ગૃહસ્થ રા. જીવણલાલ ચીમનલાલ મહેતા સી. જીવણલાલની કંપની તરફથી વિલાયત તથા અન્ય દેશો તરફ જવા માટે તૈયાર થવાથી તેમના આ પ્રશંસનીય સાહસ માટે મંડળે પોતાના ઉદ્દેશ અનુસાર તેમને એક માનપત્ર અંગ્રેજીમાં આપ્યું હતું અને તેમને સ્ટેશન ઉપર બધા વળાવવા ગયા હતા. તથા જ્યારે તેઓ પરદેશથી ક્ષેમકુશળ પાછા આવ્યા ત્યારે મંડળ તરફથી તેમને સ્પેશીઅલ માન આપવાની ઇચ્છા જણાવતાં તેમણે થોડો સમય સબુર ખમવા જણાવ્યું હતું.

**પરીક્ષાઓ પસારઃ**—બીવીઅસ, હીરાલાલ અંબાલાલ દેસાઈ.
,, બળવંતરાય ચુનીલાલ શાહ.
,, નટવરલાલ જાદવરાય કોઠારી.
મેટ્રીક તથા સ્કુલફાઇનલ, ઇશ્વરલાલ મણીલાલ મહેતા.

## ઈ. સ. ૧૯૨૦ ની સાલનો જાણવાયોગ્ય હેવાલ.

આ વર્ષથી ઉપરોક્ત મંડળનું નામ ફેરવી તેને બદલે **શ્રી દશાનાગર વણિક વિદ્યોત્તેજક મંડળ** રાખવામાં આવ્યું છે.

ગત કોન્ફરસના પ્રમુખ શ્રીયુત ચુનીલાલ દામોદરદાસ બરફીવાળા તથા મી. મણીલાલ વરજીવનદાસ શાહ નેશનલ કોન્ગ્રેસની મુલાકાત લઈ તીર્થ પર્યટન કરતા કરતા અમદાવાદ આવી પહોંચ્યા હતા. તે સમયે મોટી સભા તરફથી તેમને માન આપવામાં આવ્યું હતું. આ બાબતની ખબર પડતાંજ મંડળ તરફથી પણ તેમને માન આપવાનો નિશ્ચય થયો અને સભાની સાથેજ મંડળે પણ પોતાની ફરજ બજાવી. પ્રમુખસ્થાન રા. મણીલાલ બુલાખીદાસે દીપાવ્યું હતું. શ્રીયુત બરફીવાળાએ તથા મહાશય મણીલાલ વરજીવનદાસે મંડળનું શુભ ઇચ્છીને મંડળને રૂ. ૨૫) તથા રૂ. ૧૦) અનુક્રમે બક્ષીસ આપવા જણાવ્યું હતું. તેજ સમયે રા. ભગવાનલાલ કશનલાલે પણ મંડળને રૂ. ૫) ભેટ આપ્યા હતા. રા. મણીલાલ બલાખીદાસે હારગોટાનું ખર્ચ જોડીવાળ્યું હતું.

મુંબઈના શ્રી દશાનાગર હિતવર્ધક મંડળ તરફથી છ ઇનામી નિબંધો જાહેર કરવામાં આવ્યા હતા, તેમાં અમદાવાદમાંથી રા. હીરાલાલ અંબાલાલ દેસાઈને “જ્ઞાતિના અનેક પેટા વિભાગોથી લાભ તથા હાનિ” અને “કન્યાવિક્રય નિર્મૂળ કરવાના ઉપાયો.” આ બે વિષયો ઉપર નિબંધ લખવા માટે અનુક્રમે રૂ. ૫ અને રૂ. ૭ા ના બે ઇનામો મળ્યાં હતાં. રા. રા. ગોકળદાસ અચરતલાલને પણ “પરદેશગમનના ઉત્તેજનાર્થે જ્ઞાતિનું કર્તવ્ય” એ વિષય ઉપર સારો નિબંધ લખવા માટે ઇનામ મળ્યું હતું.

અત્રેની વર્નાક્યુલર સોસાયટી તરફથી લેવાતી ગુજરાતી સાહિત્યના અભ્યાસની પરીક્ષામાં આ મંડળમાંથી મહેતા ઇશ્વરલાલ મણીલાલ તથા દેસાઈ હીરાલાલ અંબાલાલ સારે નંબરે પાસ થયા છે.

ચાલુ વર્ષના એપ્રિલ માસની તા. ૨-૩-૪ ને દિવસે શ્રી વડનગર મુકામે સમસ્ત દશાનાગર જ્ઞાતિની પ્રથમ પરિષદ્ મળી તે સમયે આ મંડળ તરફથી આશરે ત્રીશેક સ્વયંસેવકો ત્યાં મોકલવામાં આવ્યા હતા. પરિષદ્માં પોતાની ફરજ સારી રીતે બજાવીને તેમણે સર્વને સંતોષ આપ્યો હતો, જેથી અમદાવાદની સમગ્ર જ્ઞાતિની કીર્તિમાં પણ વધારો થયો છે.

ગયા એપ્રિલ માસથી આ મંડળ તરફથી રા. મનુભાઇ જીવણલાલના તંત્રીપણા નીચે જ્ઞાતિદર્પણ નામનું એક હસ્તલિખિત માસિક કાઢવામાં આવે છે, તેમાં વિદ્યાર્થીઓ તેમજ અન્ય ગૃહસ્થો તરફથી ઉત્તમ પ્રકારના લેખો મળશે એવી આશા છે. અને જેમ બને તેમ વધુ જ્ઞાતિબન્ધુઓ તેનો લાભ લે એવી અમારી અંતરેચ્છા છે.

તા. ૯-૫-૨૦ ના રોજ જ્ઞાતિની વાડીમાં પ્રસ્તુત મંડળ તરફથી રમતગમતનો મેળાવડો કરવામાં આવ્યો હતો. રા હીરાલાલ અમૃતલાલ મહેતા B. A. પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. તેમાં લગભગ વીસેક રમતો રાખવામાં આવી હતી. સરતોમાં ફતેહમંદ થનાર ઉમેદવારોને મંડળ તરફથી ઈનામો વગેરે આપવામાં આવ્યાં હતાં. તે સમયે રા. હીરાલાલ અમૃતલાલે રૂ. ૫૧) મોહનલાલ જીવણલાલે રૂ. ૨૧) અને કેશવલાલ હરિલાલે રૂ. ૫) મંડળને બક્ષીસ આપ્યા હતા. રા. ચીમનલાલ સાંકળચંદે રૂ. ૧૦) સ્પોર્ટ્સ ફંડમાં ભર્યા હતા. મેળાવડાનું હારગોટાનું તથા પાનસોપારીનું ખર્ચ રા. રા. મણીલાલ ચુનીલાલે જોડીવાળ્યું હતું. રા. રા. ગોવિંદલાલ મુળચંદ શાહ તરફથી વીસ, પંદર તથા બાર વરસની અંદર સૌથી વધારે માર્ક મેળવનારને અનુક્રમે ત્રણ ચેમ્પીઅન પ્રાઈઝ આપવામાં આવ્યા હતા. આ ઉપરથી મંડળના ઉજ્વળ ભાવિનું આપણને સૂચન થાય છે.

પરીક્ષાઓ પસાર:—ઈન્ટર સાયન્સ, બળવંતરાય ચુનીલાલ શાહ,
,, નટવરલાલ જાદવરાય કોઠારી.

### મંડળના ફરનીચરનું લીસ્ટ.

લાલ જાજમ, ખુરસી, ટેબલ, મંડળના નામનું બોર્ડ, વેલકમનું બોર્ડ, કાચનો ફેન્સી ખડીઓ, લીલું ટેબલ ક્લોથ, રેશમનાં ઘોળાં ફુલ (૨૧), લાકડાની પેટી.

# વક્ષકીયાનું ગોત્ર.

## લખમીચંદ રીખવદાસ મહેતા.




લખમીચંદ રીખવદાસ મહેતા ( ચાલુ )
(૨) તારાચંદ
સોભાગચંદ
સખીચંદ
ઓતમદાસ
ગીરધરલાલ
નરભેરામ
હરજીવન
હીરાચંદ
પરસોતમદાસ
કાળીદાસ
મુળચંદ
નારણદાસ
જગજીવનદાસ
મુળચંદ
ખુલાખીદાસ
છોટાલાલ
નથુભાઇ
ચુનીલાલ
મગનલાલ
ગોરધનલાલ
કેશવલાલ
જમનાદાસ
માણેકલાલ
ગોવિંદલાલ
ભોગીલાલ
પરસોતમદાસ
રણછોડલાલ
ઇશ્વરલાલ
મંગળદાસ
અમૃતલાલ
ત્રીજલાલ
ભગવાનદાસ
હરગોવનદાસ
બાળમુકુંદ
બાળગોપાળ
રમણલાલ
અચરતલાલ
રણછોડલાલ
મોહનલાલ

## લખમીચંદ રીખવદાસ મહેતા (ચાલુ)




લખમીચંદ રીખવદાસ મહેતા ( ચાલુ )
(૪) મોરલીધર
સુખલાલ
ભગવાનદાસ
વણસીધર
પ્રેમચંદ
જેઠાલાલ
મોહોલ્લાલ
અચરતલાલ
દામોદરદાસ
છગનલાલ
કશનદાસ
કેશવલાલ
રણછોડલાલ
ચુનીલાલ
જુગલદાસ
અમુલખ
સોમચંદ
પોચાલાલ
ગોપાળદાસ
ચુનીલાલ
સોમચંદ
રણછોડલાલ
ગોપાળદાસ
મંગળદાસ
રણછોડલાલ
ચુનીલાલ
ગોવિંદલાલ
ડાહ્યાભાઇ
ગુણવંતરાય
રમણિકલાલ
જસવંતલાલ
જયન્તીલાલ

# કઢાણાનું ગોત્ર.




* એમના વંશજો ખેડા મહેમદાવાદમાં હશે.


ભક્તિદાસ ( ચાલુ )
જગજીવનદાસ
ઉત્તમરામ
હરિકિશનદાસ
જગન્નાથ
દલપતરામ
નરભેરામ
સેવકરામ
અનોપરામ
દલસુખરામ
ગોવિંદદાસ
રણછોડદાસ
મોરારદાસ
ગીરધરદાસ
ભોગીલાલ
મોહોલાલ
વલ્લવદાસ
કાળીદાસ
અંબાલાલ
અચરતલાલ
સાંકળચંદ
હીરાચંદ
ભગવાન
લલ્લુભાઇ
ચુનીલાલ
મોતીલાલ
મંગળદાસ
મણીલાલ
માણેકલાલ
છોટાલાલ
રણછોડલાલ
કાન્તિલાલ
જયન્તી
પોપટલાલ
ભુરાભાઇ
કેશવલાલ
જયન્તીલાલ
ભગવતપ્રસાદ
ભાઇદાસ
કેશવલાલ
નાનાલાલ
વિઠ્ઠલ
કાન્તિ
રમણ
મણીલાલ
ચંદુલાલ
ચુનીલાલ
હીરાલાલ
રમણલાલ
બાલકૃષ્ણ
અંબાલાલ
હરલોચન
શિવલાલ
કાન્તિલાલ
જસવંત

## નં. ૨ अ કઢાણાનું ગોત્ર.

- હીરાચંદ
  - લખમીચંદ
    - લાલદાસ
      - રણછોડલાલ
        - દ્વારકાંદાસ
          - મોહનલાલ
            - ગોરધનલાલ
          - મણીલાલ
            - નંદલાલ
          - ત્રીકમલાલ
            - સાંકળચંદ
        - વીઠ્ઠલદાસ
          - ચુનીલાલ
            - હીરાલાલ
              - ૦
            - રમણલાલ
            - નટવરલાલ
        - કેશવલાલ

## નં. ૨ ब કઢાણાનું ગોત્ર.

- રાયચંદ
  - ધનાજી
    - ગોપાળજી
      - દામોદરદાસ
        - કાળીદાસ
          - રણછોડલાલ
            - હીરાલાલ
        - અચરતલાલ
          - ગોકળદાસ
        - મગન શેઠ
          - ૦

## નં. ૩ क કઢાણાનું ગોત્ર.

- નરોત્તમદાસ
  - હરિવલ્લભદાસ
    - મગનલાલ
      - માણેકલાલ

# નૈયાનું ગોત્ર.


કશનદાસ અચાશા
ગંગાદાસ
રૂઘનાથદાસ
જગજીવનદાસ
મોતીશા
નગીનદાસ
મુળચંદ
ઝવેરશા
કેવળદાસ
જેઠાભાઈ ઉર્ફે કાળીદાસ
કેશવલાલ
માણેકલાલ
પરસોતમદાસ
અમરતલાલ
હરિલાલ
જેઠાલાલ
મફતલાલ
અમનલાલ
કેશવલાલ
માણેકલાલ
મણીલાલ
ત્રીકમલાલ
મોહનલાલ
ચમનલાલ
છોટાલાલ
કનૈયાલાલ
ચુનીલાલ
મણીલાલ
મોહનલાલ
ત્રીકમલાલ
ત્રીજલાલ
ત્રીકમલાલ
છોટાલાલ
શંભુલાલ
હસમુખ

## નાઇઆનું ગોત્ર.

### નં. ૩ અ




### નં. ૩ બ



## નાઇઆનું ગોત્ર.

**નં. ૩ क**

- નથુભાઇ
  - પરસોતમદાસ
    - કાળીદાસ
      - રણછોડલાલ
        - ભાલચંદ્ર
        - ચંદુલાલ

**નં. ૩ ह**

- ભગવાનદાસ
  - ગીરધરલાલ
    - જીવણલાલ
    - મુળચંદદાસ
      - રમણલાલ
    - મગનલાલ

**નં. ૩ ई**

- કિશોરદાસ
  - ખુશાલ
    - લલ્લુભાઈ
      - પુરૂષોત્તમદાસ
        - ચમનલાલ
        - રતિલાલ
        - કાન્તિલાલ
      - મણીલાલ
        - બબલો



અને રણછોડ હીરાચંદ રેવાદાસ; માણેકલાલ કેશવલાલ મંછારામ; દામોદર પરભુદાસ ભગવાન જગજીવન; રામજી જગજીવન; ભોગીલાલ દલપત વાડાસીનોર; માણેકલાલ ખુશાલ બચ્ચુવાળા, દામોદર મોતીભાઇ ત્રાજવાળા.

નં. ૪ અ સાળીયાનું ગોત્ર.



સુંદરલાલ
ગોવિંદલાલ
રાજારામ
જુઓ પાનું ૧૨
ભુખણદાસ
૦
જમનાદાસ
ગોકળદાસ
બલાખીદાસ
૦
અમૃતલાલ
પરસોતમદાસ
૦
મલુકચંદ
૦
લલ્લુભાઇ
મુળચંદ
શકરાલાલ
હીરાલાલ
ચીનુભાઇ
બબલો
મોહનલાલ
સોમાલાલ
રણછોડલાલ
જેસંગલાલ
ગીરધરલાલ
મુળચંદદાસ
છોટાલાલ
જગમોહન
ભગુભાઇ
કેશવલાલ
અચરતલાલ

## નં. ૪ अ સાળીયાનું ગોત્ર (ચાલુ)

- રાજારામ
  - દયારામ
    - જીવણદાસ
      - જગજીવનદાસ
        - હરિકિશનદાસ
          - ભોગીલાલ
  - દેવચંદ
    - પાનાચંદ
      - ત્રીભોવનદાસ
        - ગોપાળદાસ
          - રણછોડલાલ
  - જેઠારામ
    - પરસોતમદાસ
      - વનમાળી
        - વીરચંદ
          - આશારામ
            - ચંદુલાલ
            - રમણ
        - મોતીચંદ
          - ચુનીલાલ
            - ઇશ્વરલાલ
        - પીતાંબર
          - અંબાલાલ
            - ૦
    - મંગળજી
      - નહાલચંદ
        - કશનલાલ
          - ભગવાનલાલ
            - બાબુભાઈ
          - અમૃતલાલ
      - નારણદાસ
        - ૦
      - નરોતમદાસ*
        - રણછોડલાલ
      - તરભોવન*
        - છોટાલાલ
          - મણીલાલ

* એમના વંશજો ઠાસરામાં છે.

## માળીયાનું ગોત્ર.

### નં. ૪ બ

- ગલાબરાય
  - મનસુખ
    - મુળચંદ
      - માણેકલાલ
      - શકરાભાઇ
    - મોતીલાલ
      - સોમાલાલ
    - છોટાલાલ
      - જીવણલાલ
        - નટવરલાલ
    - ચુનીલાલ
      - રામલાલ
        - જેસીંગ
  - જેકશન
    - માણેકલાલ
    - મણીલાલ
      - ચંદુલાલ
    - મોતીલાલ
      - ૦
  - જમનાદાસ
    - કશનદાસ
      - ૦

### નં. ૪ ક

- દ્વારકાંદાસ
  - હરગોવનદાસ
    - ઉમેદરામ
      - હરિકશન
        - હરગોવનદાસ
          - અચરતલાલ
            - ૦
          - મોહોલાલ
            - માણેકલાલ
              - જસવંતલાલ
          - મુળચંદદાસ
            - પરસોતમદાસ
            - જમનાદાસ
        - મોતીલાલ
          - ફુલચંદ
            - ૦

## સાળીયાનું ગોત્ર.

### નં. ૪ ह




### નં. ૪ इ




### નં. ૪ फ



## નં. ૫ અ  ભત્રીસાનું ગોત્ર.



## નં. ૫ વ


નાનાલાલ
ઝવેરચંદ
હીરાચંદ
નરભેરામ
અમરતલાલ
વ્રજભુખણ
રામદાસ
લલ્લુભાઈ
છગુલાલ
ગીરધરલાલ
અચરતલાલ
મનસુખરામ
મગનલાલ
જીવણલાલ
મુળચંદ
મણીલાલ
છોટાલાલ
મુળચંદ
રણછોડલાલ
નાથાલાલ
મણીલાલ
સાંકળચંદ
પુરૂષોત્તમદાસ
નંદલાલ
હીરાલાલ
રમણલાલ
નંદલાલ
હીરાલાલ
કાન્તિલાલ

# બત્રીસાનું ગોત્ર (ચાલુ)

## નં. ૫ ક

- જમનાદાસ
  - હરિકીશન
    - સાંકળચંદ
      - ચુનીલાલ
        - વાડીલાલ
      - જીવણલાલ
      - ભોગીલાલ

## નં. ૫ ડ

- નરસીદાસ
  - રાયચંદ
    - ૦
  - લખમીદાસ
    - રણછોડલાલ
      - ભોગીલાલ
        - ૦
      - કેશવલાલ
        - મોહનલાલ
      - જેકશન
        - ૦
      - બાલો
        - ૦

## નં. ૫ ઈ

- નથુશા
  - મેલાશા
    - ભુરશા
      - કાળીદાસ
        - ૦
      - જેઠાલાલ
        - અચરતલાલ
          - ૦
        - માણેકલાલ
          - રમણલાલ
        - ચુનીલાલ
          - બળવંતરાય

ને. ૬

# એઆનું ગોત્ર.




* આ નિશાનીવાળાના વંશ ખેડા મહેમદાવાદમાં છે.

**ભૈઆનું ગોત્ર ( ચાલુ )**

- ચકુવા ગાંધી
  - ગોવિંદરામ
    - * ખેમચંદ
    - * ગુલાબચંદ
    - મોતીભાઈ
      - જેઠાલાલ
        - માણેકલાલ
          - ૦
      - જીવણલાલ
        - હરિલાલ
          - બાપાલાલ
          - મણીલાલ
          - મગનલાલ
        - રણછોડલાલ
          - પરસોતમ
            - હીરાલાલ
          - હિંમતલાલ
            - ૦
          - ચીમનલાલ
        - ભુલાભાઇ
          - ૦
      - અચરતલાલ
        - નાથાલાલ
          - ત્રીકમલાલ
            - ૦
          - પુંજાભાઇ
  - નારણદાસ

અને

કાનદાસ રણછોડ, ઝવેર ચકુવાવાળા, પિતાંબર મનસુખ ગોળવાળા, પરભુ મનસુખ, જગજીવન સેવક ગોળવાળા, મોતી સેવક ગોળવાળા, માણેકલાલ ગબડદાસ મોતી, ઝવેર આત્મારામ, અને કશનદાસ ઝવેરનાં ગોત્રો ભૈઆનાં છે.

* આ નિશાનીવાળાના વંશ ખેડા મહેમદાવાદમાં છે.

## નં. ૭ પેમીઆનું ગોત્ર.



ગીરધરલાલ
નથમલ
સુખમલ
પરસોતમદાસ
હરજીવનદાસ
પીતાંબર
જુઓ પાનું ૨૧
દામોદરદાસ
કાળીદાસ
ગીરધરલાલ
હરગોવનદાસ
નરોતમદાસ
ત્રીભોવનદાસ
ત્રીકમલાલ
હીંમતલાલ
ચંદુલાલ
૦
વિઠ્ઠલદાસ
રણછોડલાલ
જસવંતલાલ
ગોપાળદાસ
જગમોહન
કનૈયાલાલ
કૃષ્ણલાલ
બિહારીલાલ
૦
મુકુંદલાલ

## નં. ૭ પેમીઆનું ગોત્ર (ચાલુ)

- પીતાંબર
  - ભાઇચંદ
    - મનસુખરામ
      - નાનાલાલ
        - રણછોડલાલ
        - ચંદુલાલ
    - કાળીદાસ
      - નાનાલાલ
      - નાથાલાલ
        - અમૃતલાલ
          - શાન્તિલાલ
        - કાન્તિલાલ
    - વ્રજભુખણદાસ
      - ગોરધનદાસ
        - પરસોતમદાસ



## નં. ૭ अ

- અમૃતલાલ
  - છગનલાલ
    - અચરતલાલ
      - ત્રીકમલાલ
        - ચંદુલાલ
  - ગોપાળદાસ
    - ૦

## નં. ૭ ब

- દયારામ
  - જેઠાલાલ
    - મોતીલાલ
  - બાપુજી
    - ચમનલાલ
      - કેશવલાલ
    - પરસોતમદાસ

## નં. ૭ क

- મોરારદાસ
  - હરગોવનદાસ
    - જેઠાલાલ
      - મંગળદાસ

## નં. ૮ ટોકરીઆનું ગોત્ર.

- મંગળદાસ
  - દલીચંદ
    - પીતાંબર
      - હરીલાલ
        - રતનલાલ
  - જેકરાનદાસ
    - મનસુખરામ
      - ગીરધરલાલ
        - સોમચંદ
        - ચંદુલાલ
      - શકરાભાઇ
        - ૦
  - જમનાદાસ
    - નથુભાઈ
      - છોટાલાલ
        - જીવણલાલ
          - બાબુ
          - નટવરલાલ
          - બબલો
        - મણીલાલ
          - ૦
        - ચમનલાલ
        - ચંદુલાલ
      - કેશવલાલ
        - ગોવિંદલાલ
        - કનૈયાલાલ
          - ૦
  - ભુધરદાસ
    - ૦
  - દામોદરદાસ
    - ૦

### નં. ૮ फ

- વ્રજભુખણ
  - ગોપાળલાલ
    - ગીરધરલાલ
      - જેઠાલાલ
        - ૦
      - મોહનલાલ
        - નંદલાલ
    - કેશવલાલ
      - હીરાલાલ
        - ગોવિંદલાલ
        - રમણલાલ

### નં. ૮ ग

- પાનાચંદ
  - રણછોડલાલ
    - અમૃતલાલ
      - ભોગીલાલ
      - ચમનલાલ
    - ચુનીલાલ
  - છગનલાલ
    - ૦

### નં. ૮ ह

- નગીનદાસ
  - નારણદાસ
    - અલાખીદાસ
      - ભોગીલાલ
        - ચંદુલાલ
          - બિહારીલાલ

## નં. ૮ અ — ટોકરીઆનું ગોત્ર (ચાલુ)

- શોભણદાસ
  - માણેકચંદ
    - ખુશાલદાસ
      - હરિલાલ
        - જીવણલાલ
          - મોહનલાલ
          - ચમનલાલ
            - મનુભાઈ
            - દામોદર
        - છોટાલાલ
          - બિપિનચંદ્ર
        - પરસોતમદાસ
          - ગોવિંદલાલ
            - મણિકાન્ત
    - મોતીચંદ
      - અમૃતલાલ
        - સાંકળચંદ
        - હીરાલાલ

## નં. ૮ બ

- લાલદાસ
  - નથુભાઈ
    - પરસોતમદાસ
      - છગનલાલ
        - દામોદરદાસ
          - જીવણલાલ
            - બબલો
          - મોતીલાલ
        - કેશવલાલ
          - મંગળદાસ
            - શાન્તિલાલ
          - મોહનલાલ
            - ઈશ્વરલાલ
          - માણેકલાલ
            - કાન્તિલાલ
      - પુંજાલાલ
        - ૦

## ટોકરીઆનું ગોત્ર (ચાલુ)

### નં. ૮ ક

- ખુશાલ
  - શંભુ
    - અહેચરદાસ
      - લલ્લુભાઇ
        - છગનલાલ
          - નરોતમદાસ
            - જીવણલાલ
            - રમણલાલ
        - મગનલાલ
          - મણીલાલ
            - રણછોડલાલ
          - છોટાલાલ
          - મોહનલાલ
        - ભગવાનદાસ
          - ૦
    - દામોદરદાસ
      - ૦

### નં. ૮ ડ

- કેવળદાસ
  - મોતીચંદ
    - પરસોતમદાસ
  - દયારામ
    - તરભોવન
      - ડાહ્યાભાઇ
        - મંગળદાસ
          - ૦
      - જેઠાલાલ
      - શંકરભાઇ
        - સોમાલાલ
          - નાનુ

## નં ૮ इ  રોકડીઆનું ગોત્ર (ચાલુ)

- કેશવનાથદાસ
  - દામોદરદાસ
    - અમૃતલાલ
      - અચરતલાલ
        - માણેકલાલ
          - શાન્તિલાલ
        - હીંમતલાલ
          - ઓચ્છવલાલ
      - ચમનલાલ
        - જીવણલાલ
          - હસમુખરાય
      - મોહનલાલ
      - હીરાલાલ
        - સૂર્યકાન્ત
        - ચન્દ્રકાન્ત
      - ચંદુલાલ
      - રણછોડલાલ

### નં. ૮ ज

- ગલાબરાય
  - કાળીદાસ
    - મનસુખરામ
      - નાથાલાલ
    - અચરતલાલ
      - અંબાલાલ
        - •

### નં. ૮ ल

- મોતીચંદ
  - નથુભાઈ
    - ઘેલાભાઇ
      - દલપતશા
        - લલ્લુભાઈ
          - •
        - ચમનલાલ
          - ૦

### નં. ૮ म

- હરીલાલ
  - છોટાલાલ
    - હીરાલાલ
    - કાન્તિલાલ
  - મોતીલાલ

### નં. ૮ न

- બહેચર
  - ખુશાલ
    - સાંકળચંદ
      - ૦
    - ચુનીલાલ
      - ૦
    - માણેકલાલ
      - નટવરલાલ

### નં. ૮ ओ

- મગનલાલ
  - ચુનીલાલ

## નં. ૯ જીવતીયાનું ગોત્ર.

- ઝવેરદાસ
  - ભગવાનદાસ
    - દલસુખરામ
      - મગનલાલ
        - માણેકલાલ
          - મનહરલાલ
        - ચમનલાલ
    - કાશીદાસ
      - કીશોરદાસ
        - રતિલાલ
      - કનૈયાલાલ
        - ગોરધનલાલ
        - પ્રાણલાલ
        - નરેન્દ્ર
        - રસિકલાલ
      - મુળચંદ
    - નારણદાસ
      - ઠાકોરલાલ
        - જયન્તીલાલ
      - ઇશ્વિરલાલ
      - છબીલદાસ

## નં. ૧૮ પારાશરનું ગોત્ર.

- સાહેકરણ
  - નાથુરામ
    - અંબારામ
      - મીરતરામ
        - દ્વારકાદાસ
        - રેવાદાસ+
      - તૃષ્ણારામ
        - નૌતમરામ*

- +રેવાદાસ
  - મણીલાલ
    - છોટાલાલ
      - લક્ષ્મીપ્રસાદ
    - મયાભાઇ

- નૌતમરામ*
  - ચકુલાલ
    - ભોગીલાલ
      - શંકરલાલ

## નં. ૯ બ. જીવતીયાનું ગોત્ર. ( ચાલુ )

- મંછારામ
  - નરભેરામ
    - છગનલાલ
      - ૦
    - કુબેરદાસ
      - ૦
    - આશારામ
      - કશનદાસ
        - ૦
      - વનમાળીદાસ
        - હરિવલ્લભદાસ
          - છોટાલાલ
            - રણછોડલાલ
              - રમણલાલ
              - ઓચ્છવલાલ
              - જયન્તીલાલ
            - ચંદુલાલ
              - ૦
          - ઇશ્વરલાલ
            - ગોરધનલાલ
    - તરભોવન
      - લખમીચંદ
        - પુંજાલાલ
          - ચમનલાલ
            - બબલો

## નં. ૯ ક.

- મનસુખ
  - કાળીદાસ
    - ચમનલાલ
      - નંદલાલ

## નં. ૯ ક.

- કાળીદાસ
  - તાપીદાસ
    - મોહનલાલ
      - બહેચરદાસ
        - ચમનલાલ
          - જયન્તીલાલ
        - રમણલાલ
      - છોટાલાલ
        - ૦

નં. ૧૭ અ.

- * પરમાનંદ
  - પરસોતમદાસ
    - જેઠાલાલ
    - ગોવિંદલાલ
      - નથુભાઈ

## નં. ૧૭ મલાણાનું ગોત્ર.

- રૂદ્રનાથ
  - કશીઆભાઇ
    - ભુધરભાઇ
      - ગીરધરલાલ
        - વલ્લવદાસ
          - રણછોડલાલ
            - નરોતમદાસ
              - પરસોતમ
                - નંદલાલ
                - શકરાલાલ
          - વનમાળીદાસ
            - છોટાલાલ
              - માણેકલાલ
              - ભોગીલાલ
                - પોપટલાલ
                - ભગવાનલાલ
            - પાનાચંદ
              - ૦
      - ખુશાલદાસ
        - ભગવાનલાલ
          - રણછોડલાલ
            - પરસોતમદાસ
              - ૦
            - જેકશન
              - પ્રાણલાલ
            - બાપુજી
              - ૦
          - પીતાંબર
            - રૂપચંદ
              - ૦
        - હરગોવનદાસ
          - ૦
      - દુલભદાસ
        - છગનલાલ
          - ૦
        - નરસીદાસ
          - મગનલાલ
            - ભાઈલાલ
        - લલ્લુભાઇ
          - ૦
        - મોતીલાલ
          - ૦
  - *પરમાનંદ

## નં. ૧૧ ઝાળીઆનું ગોત્ર.

- આત્મારામ
  - ફુલચંદદાસ
    - કુબેરદાસ
      - પરભુદાસ
        - ત્રીભોવનદાસ
          - મોતીલાલ
            - માણેકલાલ
              - મણુલાલ
              - કાન્તી
            - મોહનલાલ
              - નવનીત
              - રસિકલાલ
            - ઇશ્વરલાલ
            - કનુ
          - ભોગીલાલ
            - વાડીલાલ
            - નંદલાલ
            - બંસી
            - ચન્દ્રકાન્ત
        - મગનલાલ
          - બાપાલાલ
            - ચમનલાલ
    - કીશોરદાસ
      - લલ્લુભાઈ
        - જેઠાલાલ
          - ભોગીલાલ
            - ચીનુભાઇ

અને ચુનીલાલ રણછોડ હીરાચંદનું ગોત્ર ઝાળીઆનું છે.

## નં. ૧૨ કંકોડીયાનું ગોત્ર.

- ભગવાનદાસ
  - ગોરધનલાલ
    - હરિલાલ
      - મણીલાલ
      - મોહનલાલ
        - ઇશ્વરચંદ્ર
        - વિષ્ણુચરણ
    - ત્રીકમલાલ
      - હીરાલાલ

## નં. ૧૩ બ.

- દલપતરામ
  - કુબેરદાસ
    - ચુનીલાલ
      - ચંદુલાલ
        - હરિપ્રસાદ
        - નરહરિ
        - ઠાકોરલાલ
      - નંદલાલ
        - શંભુપ્રસાદ

## નં. ૧૩ પાલખીઆનું ગોત્ર.

- જગજીવનદાસ
  - ભગવાનદાસ
    - હરીલાલ
      - ચમનલાલ
        - ૦
      - માધવલાલ
    - ત્રીકમલાલ
      - વીઠ્ઠલદાસ
        - ૦
  - રણછોડલાલ
    - ૦
  - અને
  - હરગોવિંદ
    - ૦

પાનાચંદ અમૃતલાલ
કુબેર દલપત મુન્સી
ગીરધર હરિવલ્લવ
મગન હરિવલ્લવ
નાથાલાલ છગન દલપત
કુબેર રણછોડનાં ગોત્રો પાલખીઆનાં છે.

## નં. ૧૩ અ. પાલખીઆનું ગોત્ર.

- હરગોવનદાસ
  - વનમાળી:
    - નાથજી
      - સાંકળચંદ
      - માણેકલાલ
        - અબલો

## નં. ૧[illegible] [illegible]ાનું ગોત્ર.

- નારણદાસ
  - જેઠાલાલ
    - ત્રીકમલાલ
      - સાંકળચંદ
        - રસિકલાલ
      - ચમનલાલ
  - હરજીવનદાસ
    - વિઠ્ઠલદાસ
    - કેશવલાલ
    - ચમનલાલ

## નં. ૧૫ અ. રાંઢવાનું ગોત્ર.

- નાગરદાસ
  - જમનાદાસ
    - લલ્લુભાઈ
      - સાંકળચંદ
        - ૦
    - દામોદરદાસ
      - કેશવલાલ
        - જેઠાલાલ
    - મુળચંદદાસ
      - ૦
    - ભગવાનદાસ
      - જીવણલાલ
        - પુંજાલાલ
          - હસમુખરાય
          - નટવરલાલ
        - મનુભાઈ
          - નરેન્દ્ર
        - કનૈયાલાલ
      - ચમનલાલ
        - નવનીતરાય

## નં. ૧૫ ખ. રાંઢવાનું ગોત્ર.

- રામજી
  - નારણદાસ
    - પુરૂષોતમદાસ
      - મુળચંદ
        - ચુનીલાલ
          - માણેકલાલ
            - રતિલાલ
      - રણછોડલાલ
      - ત્રીકમલાલ
        - ચમનલાલ
        - જીવણલાલ
          - રસિકલાલ
        - બલુભાઈ
    - મોતીલાલ
      - છોટાલાલ
        - ૦
    - જગજીવનદાસ
      - ૦

## નં. ૧૫ ક. રાંઢવાનું ગોત્ર.

- ધનરાજ
  - ભુધરજી
    - નાથજી
      - વ્રજલાલ
        - ગીરધરલાલ
          - મુળચંદદાસ
            - હરિલાલ
              - જીવણલાલ
                - ૦
              - ત્રીકમલાલ
          - માણેકલાલ
            - ૦
        - અમૃતલાલ
          - છોટાલાલ
            - મોતીલાલ
              - ૦
            - ચુનીલાલ
              - ૦
            - મણીલાલ
              - ચંદુલાલ
                - જીવણલાલ
                - રસિકલાલ
                - બાબુભાઈ
                - વિનયકાન્ત
            - નંદલાલ
              - ગોરધનલાલ
          - ગોવિંદલાલ
            - ૦
        - રૂગનાથદાસ
          - નરસીદાસ
            - ૦

## નં. ૧૬
## સફરીઆનું ગોત્ર.

- આઇચંદ
  - વ્રજભુખણ
    - ઘેલાભાઇ
      - વાડીલાલ

## નં. ૧૭
## ધુસીઆનું ગોત્ર.

ચકુભાઈ દામોદર
પાનાચંદ સુખીઆ
દામોદરપ્રસાદ હરિલાલ
ઝવેરદાસ બહેચર.

- વનમાળી
  - હરજીવન
    - મગનલાલ
      - મણીલાલ
      - ચમનલાલ
      - મોહનલાલ

## નં. ૧૮ બાઉિઆનું ગોત્ર.

- વ્રજલાલ
  - વણમીવર
    - અચરતલાલ
      - માણેકલાલ
        - નવનીત
          - મનોરદાસ
            - ગોપાળદાસ
              - સાંકળચંદ
                - રણછોડલાલ
              - મગનલાલ
                - છોટાલાલ
                - નાથાલાલ
        - નટવરલાલ
      - કેશવલાલ
        - શકરાલાલ
        - કાન્તિ
        - શાન્તિલાલ
    - અભાખીદાસ
      - મણીલાલ
        - રતીલાલ
        - રમણલાલ
        - નટવરલાલ

# અંતિમ ઉદ્‌ગાર.

હિંદમાતા જેવી પવિત્ર ભૂમિનાં સંતાનો કાળક્રમે અવનત અવસ્થા પામતી જાય છે, તેનું ખાસ કારણ કુસંપ છે. ભારતવર્ષમાં સંપની સ્થાપના કરવાને પ્રથમ પ્રયાસ જ્ઞાતિઓએ આરંભવો જોઇએ. જો જ્ઞાતિજનોમાં સંપ, ભ્રાતૃભાવ અને અન્યોન્ય સ્નેહ વધે તો આ ભારતવર્ષ ઉન્નતિના શૃંગે બિરાજે અને તેવા કીર્તિ સુવાસિત કુસુમોની માફક અખિલ વિશ્વમાં પ્રસરે. જો આપણી દશાનાગરની જ્ઞાતિ પણ તેજ પ્રમાણે વર્તે તો તેનાં અહોભાગ્ય જાણવાં.

ગ્રંથની સમાપ્તિ કરતાં પહેલાં અમારી જ્ઞાતિબંધુઓને આગ્રહ સાથે વિનંતી છે કે તેઓ સર્વ પ્રત્યે સ્નેહભાવથી વર્તે, જ્ઞાતિ બંધારણ મજબુત કરે અને જ્ઞાતિમાંથી દુષ્ટ રીતરિવાજો દૂર કરી તેનો ઉદ્ધાર કરવા સ્તુત્ય પગલાં ભરે.

આ જ્ઞાતિ વર્ણન લખવામાં કેટલી મુશ્કેલીઓ નડી હશે, કેટલાં વિઘ્નો નડ્યાં હશે, તે કલ્પવું વાંચકની કલ્પનામાં ભાગ્યેજ આવી શકે. આ ગ્રંથ રચવા માટે નહોતાં પૂરતાં સાધનો કે નહોતો ઇતિહાસ. જ્ઞાતિજનો પણ સંપૂર્ણ કેળવણી પામેલા નથી, કે જેઓ અમને જુના તેમજ નવા સમયનું વિગતવાર જ્ઞાન આપી શકે અથવા આપવાની દરકાર રાખે—તે છતાં અમે અમારી યથાશક્તિ પ્રયત્ન કરી મેળવેલું જ્ઞાન જ્ઞાતિજનો સમક્ષ પ્રસાદીરૂપે ધરાવીએ છીએ. જો જ્ઞાતિબંધુઓ સદ્‌ભાવથી તેનો સ્વીકાર કરશે તો અમો અમારી જાતને અહોભાગ્ય માનીશું અને લીધેલી મહેનત સાર્થક સમજીશું.

અમે લેખક હોવાનો દાવો કરતા નથી કે સાહિત્યના ક્ષેત્રમાં બહાર પડ્યા નથી. ગુજરાતી સાહિત્યનું અમને પુરૂં જ્ઞાન પણ નથી, તેમજ આ અમારો ચંચુ પ્રવેશરૂપી પ્રથમ પ્રયાસ છે; તો પછી સરસ, અલંકારયુક્ત, ઝડઝમકથી ભરપુર અને વિદ્વતા ભરેલી ભાષા અમે ક્યાંથીજ વાપરી શકીએ ? હૃદયમાં જ્ઞાતિસેવા કરવાની પ્રબળ ઇચ્છા ઉદ્‌ભવી. અમે તે રોકવાને અસમર્થ હતા. અમારો ઉત્સાહ પુસ્તકના રૂપમાં આપ સમક્ષ મૂક્યો. તેમાં અમે યથાશક્તિ શોધખોળ કરી જ્ઞાતિનાં ગોત્રો, વસ્તીપત્રક અને બીજી બધી હકીકત રજુ કરી છે. અમારી લેખિનીએ તેમાં અગણિત દોષો કર્યા હશે, લખાણ અર્થ કે ગૌરવ રહિત હશે, ભાવાર્થ પણ પૂર્ણ સત્યથી ભરેલો નહિ હોય, વળી કેટલેક સ્થળે તે સંપૂર્ણ નહિ હોવા છતાં અયોગ્ય, અઘટિત અને અવિચારી હશે કિન્તુ સુજ્ઞ જ્ઞાતિબંધુઓ હંસક્ષીર ન્યાય અનુસાર અમારી સદ્‌ભાવનાયુક્ત સેવા અને પુસ્તકનો સત્ય ઉદ્દેશજ ગ્રહણ કરશે એવી અમારી આગ્રહપૂર્વક વિનંતિ છે.

# જ્ઞાતિજનોને અભ્યર્થના.

(શાર્દૂલવિક્રીડિત)

" રૂડી દિવ્ય ભૂમિ વિષે વસી રહી, જ્ઞાતિ દશા નાગરી;
કીર્તિ વૈભવ ધર્મ સર્વ સહને, વૈશ્યે ગણી અગ્રણી;
કુસંપે બની મ્લાન કીર્તિ બળને, વિના વસુ રાંકડી;
આહા ! શું દ્રવતા ન શુષ્ક હૃદયો, દેખી દશા જ્ઞાતિની.
જંત્રી[1] યંત્ર સમાન પીછી પ્રગટી, જ્ઞાતિ તણા બાળની;
ત્યાગી આળસ બાળ વૃદ્ધ યુવકો, ચાહી ખૂબજ સંપની;
ચેતી નાગર કુળ નિજ પ્રભુતા, છોડે ધરી ગર્વથી;
પિતૃનું અભિમાન ધારી મનમાં, આગે વધો સર્વથી. "

૧. ડીરેક્ટરી.

---